અરાધ્યામાં શ્રાદ્ધ કેવી રીતે કરશો?

વાંચો! વિચારો!! વર્તો!!! વંચાવો!!!!

# બુદ્ધિપૂર્વક શ્રાદ્ધ

યાને

# પિતૃયજ્ઞ.

શ્રાદ્ધના ખરા અર્થ, રહસ્યથી ભરપુર.

સંપાદક,

ગોપાળદાસ લક્ષ્મીદાસ પારેખ

અને

ગોવિંદજી ભાણાભાઈ ચાંપાનેરી.

નારગોળ.

મુદ્રક:—કમળાદેવી ચીમનલાલ જોષી.

મુદ્રણાસ્થાન:—ધી 'હિન્દુ' પ્રી. પ્રેસ. ચોકસી બજાર—સુરત.

પ્રચાર અર્થે મફત.

# પ્રસ્તાવના

આજ કાલ દરેકને પૈસાની ભીડ હશે, હિંદના મહાન નેતાઓ પણ હિંદનો પૈસો હિંદમાં જાળવવાને માટેજ મથી રહ્યા છે. દૃષ્ટિ મર્યાદા વિસ્તારીને જોશો તો માલમ પડશે કે જેટલો પૈસો પરદેશ જાય છે, તેનાથી અધીક પૈસો ધર્મના નામે ધતીંગમાં ધસડાઇ જાય છે. માટે એ પૈસો પ્રથમ બચાવો. ખરી વસ્તું શું છે તે ખોળી કાઢો. આજના લોભી બ્રાહ્મણો અવળે રસ્તે સમજાવીને પૈસા કઢાવે છે, તો એવા અજ્ઞાન બ્રાહ્મણથી વિમુખ રહેતાં શીખો. "ખોટ માર્ગે જતી કોડીને પણ હજાર રૂપીઆ બરોબર ગણીને જે બચાવે છે અને યોગ્ય વખતે સત્યને માર્ગે જે લાખ રૂપીઆ ખર્ચે છે તેને કદી પણ લક્ષ્મિ છોડતી નથી." શ્રાધ્ધ શું બાબત છે એનાથી ઘણા માણસો અજાણ છે. "હિંદુ ધર્મના મુખ્ય ગ્રંથો વેદમાંતો એવું એક પણ વાકય મળતું નથી કે જેથી મૃતક શ્રાદ્ધ સિદ્ધ થઇ શકતું હોય. જીવિતોનું શ્રાદ્ધ કરવાને તો ઘણાં મંત્રો છે."

જો મુએલાં મનુષ્યોનાં શ્રાદ્ધ અને તર્પણ તૃપ્તિકારક થાય તો પરદેશમાં જનાર માર્ગમાં નિર્વાહ અર્થે અન્ન, વસ્ત્ર, અને ધનાદિ શા માટે લઇ જાય છે? કેમકે જેમ મૃતકના નામથી અર્પણ કરેલા પદાર્થ સ્વર્ગમાં પહોંચે તો પરદેશમાં જનાર માટે તેમની સંબંધી પણ ઘરમાં તેના નામથી અર્પણ કરીને દેશાંતરમાં પહોંચાડી દે. જો એમ નથી પહોંચતું તો સ્વર્ગમાં શી રીતે પહોંચવાનું? એટલા માટે એ સર્વ બ્રાહ્મણોએ પોતાની જીવિકાનો ઉપાય કર્યો છે. જે દશગાત્રાદિ મૃતક ક્રિયા કરે છે એ સર્વ તેમની જીવીકાની લીલા છે. શ્રાધ્ધનો ખરો હેતુ શું છે? એમાં શું રહસ્ય સમાએલું છે? એ જાણ્યા પછી તમે કદી પણ મૃતક શ્રાદ્ધ નહિ કરાવો પણ જીવિત

ધર્મનાં ઘણા અંગોમાં બુદ્ધિનો ઉપયોગ કરવો એ સારો નથી એમ ઘણા ખરા ધાર્મિક લોકો માને છે. આમ શા માટે માનવું પડે છે તે સમજી શકાતું નથી. મનુષ્યમાં જે બુદ્ધિ છે તે કર્તવ્યનો નિર્ણય કરવા માટે છે. જેમાં બુદ્ધિનો ઉપયોગ થતો નથી તેમાં વહેમો ધર્મનું સ્થાન બથાવી પાડે છે. અને વહેમોને લીધે પૈસાનો, બુદ્ધિનો અને સદ્વિધાનોનો માત્ર દુરૂપયોગ થાય છે. હિંદુ સમાજમાં ધર્મની ઘણી માન્યતાઓમાં વહેમોએ પુર્ણ અધિકાર જમાવ્યો છે. અને તેને લીધે થતી અનેકવિધ ખરાબીઓ પણ અનુભવાય છે. છતાં એને દુર કરવા કહેનારા ધર્મગુરુઓ પોતાની બુદ્ધિનો જરા પણ ઉપયોગ કરતા નથી, એ આશ્ચર્ય છે.

ધર્મમાં બુદ્ધિનો ઉપયોગ કરતા નાસ્તિક થઇ જવાય છે, શ્રદ્ધા ઉઠી જાય છે, એવી લોકોને બીતિ રહે છે, પણ એ ભુલ છે, બુદ્ધિ તો નિર્ણયકારક હોવાથી ખરી આસ્તિકતા ઉત્પન્ન કરે છે

જે વસ્તુનો બુદ્ધિથી નિશ્ચય થઇ ગયો તેને કોઇ ઉલટી રીતે સમજાવી શકે નહિ. જેઓએ બુદ્ધિની ગતિને કુંઠિત કરી મુકી છે તેઓ કદી પણ સંસારની પ્રગતિમાં સાથ આપી શકતા નથી. તેઓ મુક્તિના માર્ગની ઝાંખી પણ કરી શકતા નથી. અનેક

---

શ્રાદ્ધજ કરાવશો. "જનની (માતા) જનક (પિતા) અને જનાર્દન (ઇશ્વર) એ ત્રણજણ ઘણાજ દુર્લભ છે" માટે જીવતાંજ માબાપની સેવા કરતાં શીખો. મરેલાની સેવા હોઇ ન શકે. આ પુસ્તક પોતે વાંચી બીજાને વંચાવશો અને જીવિત શ્રાદ્ધનો નિર્ણય અમલમાં મુકાવશો તો તેનું પુણ્ય તમને છે. અસ્તુ.

'પારેખ' અને 'ચાંપાનેરી'

પ્રકારની માનસિક પરાધિનતામાં સપડાઇ નિર્બળ બને છે. મનુ-સ્મૃતિમાં લખ્યું છે यस्तर्केणानुसंधत्ते सधर्मं वेद नेतरः એટલે કે જે તર્કથી અર્થાત્ બુદ્ધિના બળથી ધર્મનું અનુસંધાન કરે છે તેજ ધર્મને જાણી શકે છે, બીજો નહિ.

શ્રાદ્ધ કરવું એ હિંદુ સમાજમાં એક ધાર્મિક વિધિ છે. શ્રાદ્ધ શબ્દનો રૂઢ અર્થતો એટલોજ થાય છે કે પિતરોનું એટલે જીવિત માતાપિતાઓનું વિધિપૂર્વક પૂજન કરવું, અર્થાત્ એમની શ્રદ્ધાથી સેવા કરવી.

ગરૂડ પુરાણમાં જણાવ્યા મુજબ જે યમરાજા, ચિત્રગુપ્ત, મંત્રી, તેમના મોટા ભયંકર ગુણ, કાજળના પર્વતતુલ્ય શરીરવાળા જીવને પકડીને લઇ જાય છે, પાપ પૂણ્યાનુસાર નર્ક સ્વર્ગમાં નાંખે છે તેને માટે દાન પૂણ્ય, શ્રાદ્ધ, તર્પણ, અને ગૌદાનાદિ વૈતરણી નદી તરવા સારૂ કરે છે.

એ સર્વ વાતો પોપલીલાના ગપોડા છે. જે અન્યત્રના જીવ ત્યાં જાય છે, તેનો ધર્મરાજ ચિત્રગુપ્ત આદિ ન્યાય કરે છે, તો એ યમલોકના જીવ પાપ કરે તો બીજું યમલોક માનવું જોઇએ, કે ત્યાંનો ન્યાયાધિશ તેમનો ન્યાય કરે. અને પર્વત સમાન યમગણોમાં શરીર હોય તો તે દેખાતા કેમ નથી? તે રસ્તા કે ગલીમાં અટકી કેમ જતા નથી? નાના દરવાજામાં તેમની એક આંગળી પણ ન જઇ શકે તો મરનારનો જીવ લેવા માટે ઘરમાં કે શરીરમાં તેઓ શી રીતે પ્રવેશ કરી શકશે? જો કહો કે તે સુક્ષ્મ દેહ પણ ધારણ કરી લે છે તો પ્રથમ પર્વતવત્ શરીરના મોટાં મોટાં જે હાડકાં હતાં તે પોતાના ઘર વીના પોપજી ક્યાં મુકી રાખશે? જ્યારે જંગલમાં આગ લાગે છે, ત્યારે એકદમ પીપીલીકા—કીડી આદિ

જીવોના શરીર છુટે છે તેમને પકડવા માટે યમના અસંખ્ય ગણ આવે તો ત્યાં અંધકાર થઇ જવો જોઇએ અને જ્યારે આપસમાં જીવોને પકડવા દોડશે ત્યારે કદી તેમના શરીર પણ ઠોકર ખાઇ જશે. તે પછી જેમ પહાડના મોટા મોટા શિખર તુટીને પૃથ્વી ઉપર પડે છે, તેમ તેમના મોટા મોટા અવયવ ગરૂડ પુરાણના વાંચનાર સાંભળનારના આંગણામાં આવી પડશે. તો તે બિચારા દબાઇ મરશે કે ઘરનું દ્વાર તથા સડક રોકાઇ જશે, તો તેઓ કેમ નીકળી અને ચાલી શકશે? શ્રાદ્ધ, તર્પણ, પિંડપ્રદાન એ મરેલા જીવોને તો નથી પહોંચતા, કિંતુ મૃતકોના પ્રતિનિધિ પોપજી-ગોર-મહારાજના ઘર, હાથ, અને ઉદરમાં પહોંચે છે. વૈતરણીને માટે ગોદાન લે છે, તે તો પોપજીના ઘરમાં રહે છે. અથવા કસાઇ આદિના ઘરમાં પહોંચે છે. વૈતરણી પર તે ગાય નથી જતી. પુનઃ કોનું પુછડું પકડીને તરશે? અને તેના હાથ તો અહીં સ્મશાનમાં બાળ્યા કે દાટયા તો પછી પુછડું કેમ પકડશે? એક દ્રષ્ટાંત છે કેઃ—

એક જાટને ત્યાં ૨૦ શેર દુધ દેતી ગાય હતી. તેનો ગોર એજ ધ્યાન કરી રહ્યો હતો કે જ્યારે જાટનો બુઢ્ઢો બાપ મરવા પડશે ત્યારે એજ ગાયનો સંકલ્પ કરાવી લઇશ. કેટલેક દિવસે દૈવયોગે તેના બાપનો મરણ સમય આવ્યો. જીભ બંધ થઇ ગઇ. અને ખાટલા પરથી ભુમિ પર લીધો, અર્થાત્ પ્રાણ છોડવાનો સમય આવી પહોંચ્યો. તે સમયે જાટના ઇષ્ટ મિત્ર અને સંબંધી પણ ત્યાં ઉપસ્થિત થયા હતા. ત્યારે ગોર મહારાજે પોકારીને કહ્યું કે 'યજમાન, હવે તું એના હાથથી ગૌદાન કરાવ.' જાટે રૂા. ૧૦) કહાડીને પિતાના હાથમાં મુકી કહ્યું કે 'બોલો સંકલ્પ.' ગોર બોલ્યો, વાહવાહ! શું બાપ વારંવાર મરે છે? આ સંકલ્પ તો સાક્ષાત ગાયને લાવો. જે દુધ દેતી હોય, અને બુઢ્ઢી ન હોય પણ

સર્વ પ્રકારે ઉત્તમ હોય એવી ગાયનું દાન કરવું જોઇએ.

જાટ–'અમારી પાસે તો એકજ ગાય છે. તેના વિના અમારા બચ્ચાં છોકરાનો નિર્વાહ થઇ શકશે નહિ. તેથી તો નહિ આપીશ. લો રૂપીયા ર૦) વીશનો સંકલ્પ ભણો. અને એ રૂપીઆથી બીજી દુધાર ગાય લઇ લેજો."

ગોર—"વાહજી વાહ! તમે પોતાના બાપથી પણ ગાયને અધિક સમજો છો? શું પોતાના બાપને વૈતરણી નદીમાં ડુબાવીને દુઃખ દેવા ચાહો છો? તમે સારા સુપુત્ર થયા? ત્યારે તો ગોરની તરફ સર્વે કુટુંબી થઇ ગયા કેમકે તે સર્વને ગોરે પ્રથમથીજ બહેકાવી રાખ્યા હતા, અને તે સમયે પણ ઇસારો કરી દીધો." સર્વે મળીને હઠથી તેજ ગાયનું દાન ગોરને અપાવી દીધું. તે સમયે જાટ કાંઇ પણ બોલ્યો નહિ. તેનો પિતા મરી ગયો અને ગોર વાછરડા સહીત ગાય દોહવાની દોહણી લઇ પોતાના ઘરમાં ગાયને બાંધી, જ્યારે સર્વ ક્રિયા થઇ ચૂકી ત્યારે જાટે જેને તેને ઘરથી દુધ માગી તાંગીને નિર્વાહ કર્યો. ચૌદમે દીન પ્રાતઃકાળે તે પોપજી–ગોરને ઘેર પૂગ્યો. જુએ છે તો ગાય દોહી દોહણી ભરી ઉઠવાની તૈયારીમાં ગોર હતા. એટલામાં જાટજી આવી પહોંચ્યા. તેને જોઇને ગોર બોલ્યાઃ—"આવો, યજમાન, બેસો."

જાટજી—તમે પણ પુરોહિતજી અહીં આવો.

ગોર—ઠીક દુધ મુકી આવું.

જાટજી—નહિં, નહિં; દુધની વટલોઇ અહીં લાવો.

( ગોર આવી બેઠા અને વટલોઇ સામે મુકી. )

જાટજી—કહો કે તમે ગાય શા માટે લીધી હતી?

ગોર—તમારા પિતાને વૈતરણી તરવા માટે.

જાટજી—ઠીક તો તમે ત્યાં વૈતરણીને કીનારે ગાય કેમ ન પહોંચાડી? હમે તો તમારા ભરોસા પર રહ્યા. અને તમે તો પોતાના ઘરમાં બાંધી બેઠા. ન જાણે મારા બાપે તે વૈતરણીમાં કેટલાં ગોથાં ખાધાં હશે?

ગોર— નહિ નહિ, ત્યાં એ દાનના પુણ્યના પ્રભાવથી બીજી ગાય બનીને તેને ઉતારી દીધો હશે.

જાટજી—વૈતરણી નદી અહીંથી કેટલી દુર અને કઇ તરફ છે?

ગોર—અનુમાનથી કાંઇક ૩૦૦૦૦૦૦૦૦] ત્રીસ કરોડ કોશ દુર છે. કેમકે ઓગણ પચાસ કોટિ યોજન પુથ્વી છે અને દક્ષિણ—નૈઋત્ય દિશામા વૈતરણી નદી છે.

જાટજી—એટલે દુર તમારી ચીઠ્ઠી કે તારના સમાચાર ગયા હોય અને તેનો ઉ-તર આવ્યો હોય કે ત્યાં પુણ્યની ગાય બની ગઇ અમુકના પિતાને પાર ઉતારી દીધા, તે દેખાડો.

ગોર—અમારી પાસે ગરુડ પુરાણના લેખ વિના ડાક, કે તાર જેવું બીજું કાંઇ નથી.

જાટજી—એ ગરુડ પુરાણને અમે સાચું કેમ માનીએ?

ગોર—જેમ સર્વ માને છે તેમ.

જાટજી—એ પુસ્તક તમારા પુરૂષોએ તમારી જીવીકાર્થે બનાવ્યાં છે. કેમકે પિતાને પોતાના પુત્રો વીના કોઇ પ્રિય નથી. જ્યારે મારા પિતા મારી પાસે ચીઠ્ઠી કે તાર મોકલશે ત્યારે હું વૈતરણીના કીનારે ગાય પહોંચાડી દઇશ. અને તેને પાર ઉતારીને પુનઃ ગાયને ઘેર લાવી દુધ હું અને મારા બાળકો પીધા કરશું. લાવો, દુધની ભરેલી વહેલોઝ, ગાય અને વાછરડા. (જાટજી આ બધું લઇ પોતાને ઘેર ગયો.)

જ્યારે એવા પુરૂષો થાય તો પોપલીલા સંસારમાં ન ચાલે. જે એ લોકો કહે છે કે દશ ગાત્રના પીંડાથી દશ અંગ સપિંડી કરવાથી શરીરની સાથે જીવનો મેળ થઇ અંગુષ્ઠ માત્ર શરીર બનીને પશ્ચાત્ યમલોક જાય છે. તો મરણ સમયે યમદુતોનું આવવું વ્યર્થ થાય છે. ત્રયોદશાની પશ્ચાત્ આવવું જોઇએ. જો શરીર બની જતું હોય તો પોતાની સ્ત્રી, સંતાન અને ઇષ્ટ મીત્રના મોહથી કેમ પાછો નથી આવતો?

## શ્રાદ્ધનો ખરો હેતુ.

કોઇ પણ બુદ્ધિમાનનો પિતૃ પૂજનમાં વીરોધ હોઇ શકે નહિ. ઉપકારનો પ્રત્યુપકાર કરવો એ એક સ્વાભાવીક નીયમ છે. એ નીયમ પ્રમાણે વર્તવું એ દરેક માણસની ફરજ છે. શ્રીમદ્ ભગવત્ ગીતામાં આને ધાર્મિક ચક્ર કહ્યું છે. અને તે દરરોજ ચલાવવું જોઇએ. દેવો મનુષ્ય ઉપર ઉપકાર કરે છે માટે મનુષ્યે પણ દેવો ઉપર પ્રત્યુપકાર કરવો જોઇએ. **मातृ देवो भव पितृ देवो भव** વગેરે વીધાનો કરવામાં આવ્યાં છે. **तैर्दत्ता न प्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः** દેવોએ આપેલા ઉપભોગ્યનો જેઓ બદલો આપ્યા વગર ઉપભોગ કરે છે તે ચોર છે. માત પીતા બાળકો ઉપર જે ઉપકાર કરે છે તેનો બદલો સેંકડો વર્ષોએ પણ આપી શકાતો નથી. આની રીતે નીષ્પન્ન થતા પીતૃ શ્રાદ્ધ કરવામાં કોઇને પણ વીરોધ કરવાનું કારણ હોઇ શકે નહિ.

પણ પ્રત્યુપકાર મુએલાઓનો કરવો તેનું નામ શ્રાદ્ધ છે, જ્યારે આમ કહેવામાં આવે છે ત્યારે બુદ્ધિમાનો આશ્ચર્ય ચકીત થઇ જાય છે. મુએલા ઉપર જીવતો માણસ કઇ રીતે ઉપકાર કરી શકે એ સમજી શકાતું નથી. જો મુએલા ઉપર ઉપકાર થઇ શકતો હોય તો તે જિજ્ઞાસુઓ સમજવા તઇયાર છે, પણ જ્યારે શ્રાદ્ધ પ્રીય બાહ્મ-

સમજાવી શકતા નથી, ત્યારે શાસ્ત્ર સામે અંગુલિનિર્દેશ કરે છે; અને કહે છે કે "શાસ્ત્રમાં જે લખ્યું છે તે કરવા અમે બંધાયા છીએ. અમે અમારી બુદ્ધિને એ બાબતમાં જરા પણ ઉપયોગવા માંગતા નથી." જિજ્ઞાસુઓ કહે છે કે "શાસ્ત્ર લખનારા પણ માણુસોજ હતા. અને તેઓ વધારે બુદ્ધિમાન પણ હતા. એમાં પણ અમને સદેહ નથી. છતાં એઓએ જે લખ્યું તેને બુદ્ધિવડે બીજાને સમજવાનો અધિકાર છે કે નહિ? એઓએ જે કાંઇ લખ્યું તેની સત્યતાને માટે પ્રમાણો પ્રવર્તી શકે કે નહિ? પુર્વ વિદ્વાનોએ એમ તો નથી લખ્યું કે અમે જે કાંઇ કહ્યું છે તે તમે વગર વીચારે વગર સમજે માની લ્યો. હિંદુ ધર્મના મુખ્ય ગ્રંથો વેદમાંતો એક પણ એવું વાકય મળતું નથી કે જેથી મૃતક શ્રાદ્ધ સિધ્ધ થઇ શકતું હોય, જીવિતોનું શ્રાદ્ધ કરવાને તો ઘણાં મંત્રો છે."

શ્રત્×ધા આ બે શબ્દો મળી 'શ્રદ્ધા' શબ્દ બને છે. અને તેના ઉપરથી 'શ્રાધ્ધ' શબ્દ બને છે. એટલે એનો અર્થ તો એજ થાય છે કે સત્યને જે ધારણુ કરે છે તે એક પ્રકારની મનની વૃત્તિ શ્રધ્ધા. એ સત્યતા પુર્ણ વૃત્તિથી—શ્રધ્ધાથી જીવિત પિતૃઓની સેવા કરવી તેનું નામ શ્રાધ્ધ.

" श्रद्धया यत्क्रियते तच्छाद्धम "

કર્તવ્યની સત્યતાનો વિચાર કર્યા વગર કેવળ અંધ શ્રધ્ધાથી વિશ્વાસથી જે કરવામાં આવે એનેજ જો શ્રાદ્ધ માનવામાં આવે તો તે વેદ તથા નિરુકતાદિ વેદાંગોથી વિરૂધ્ધ હોવાથી અવૈદિક છે. અસત્ય ઉપર શ્રદ્ધા રાખવામાં આવે તો તે માણુસ પણ અસત્ય થાય છે. ગીતામાં લખ્યું છે કે—"यो यच्छ्रद्धः स एव सः" જો સત્યને બુદ્ધિથી જાણવું એ વિહિત હોય તો મૃતક શ્રાદ્ધ બુદ્ધિગમ્ય કરવુંજ જોઇએ. અને જો તે બુદ્ધિગમ્ય થઇ ન શકે

જીવિત શ્રાદ્ધજ સાચું છે. ઉપકાર અને પ્રત્યુપકાર જીવતાઓમાંજ થાય છે એતો સર્વ કોઇ જાણે છે. ગમે તેટલું જુનું હોય તોપણ અસત્ય તો છોડવુંજ જોઇએ. વેદાન્તીઓ માયાને બહુજ જુની માને છે, અનાદિ માને છે, છતાં અસત્ય હોવાથી તેને ત્યાજ્ય માને છે આ વીવેક મૃતક શ્રાદ્ધમાં પણ હોવો જોઇએ; મનુ મહારાજ લખે છે કે પિતરોનું દરરોજ શ્રાધ્ધ કરવું જોઇએ. શાક. અન્ન, ફળ, મુળ આદિ જે કાંઇ પોતાને મળે તેનાથી પિતૃઓને સંતોષવા જોઈએ. પણ જીવિતોને, મૃતકોને નહિ. કારણ કે મનુ મહારાજ પોતેજ લખે છે કેઃ—

मृतं शरीर मुत्सृज्य काष्ट लोष्ठ समंक्षितौं ॥
बिमुखा बान्धवा यान्ति धर्मस्त मनुगच्छति ॥

મૃત શરીરને તો તેનાં સગાં વહાલાં બાળીને અથવા દાટીને પાછા આવે છે અને મરનારની સાથે તો મરનારે આચરેલો ધર્મજ જાય છે, બીજો કોઇ પણ સાથ આપતું નથી. શું આ વાકયથી એમ નથી સમજાતું કે મૃતકને ઉદ્દેશી પુત્રાદિએ કરેલી કોઇ પણ ક્રિયા મરેલાને પહોંચતી નથી. આ બુદ્ધિયોગના જમાનામાં બુદ્ધિહીન બાબતોવાળો ધર્મ લોકોને ગળે ઉતરી શકે નહિ. બુધ્ધિનો ઉપયોગ ન કરવો એ પરમાત્માની આજ્ઞાથી વિરૂધ્ધ છે. સર્વ કોઇ દ્વિજ બુદ્ધિની માંગણી સંધ્યા કરતી વખતે કરે છે. "धियो योनः प्रचोदयात्" આ બુદ્ધિની પ્રાર્થના કર્તવ્યો સમજવાને માટે છે. વેદ ધર્મનો અર્થજ એ છે કે જેમાં બધી વાત બુદ્ધિ પુર્વકજ હોય. વેદ એટલે જ્ઞાન અને જ્ઞાન એટલે બુદ્ધિ. મહર્ષિ કણાદ પણ કહે છે કે—बुद्धिपुर्वा वाकक्रति र्वेद. અર્થાત્ વેદમાં બધું બુદ્ધિ પુર્વકજ લખવામાં આવ્યું છે. મિથ્યા વિશ્વાસને એમાં જગ્યાજ નથી. વેદને અનુસરનારીજ સ્મૃતિઓ માન્ય ગણી છે. તો જે સ્મૃતિ

માં બુદ્ધિથી ન સમજાય એવું લખ્યું હોય, પ્રમાણથી વીરૂદ્ધ હોય તે ત્યાજ્ય ગણવું. અને પ્રમાણિક બાબત માનવી જોઇએ. મૃતક શ્રાધ્ધની અંધપરંપરાનો હવે અંત આવવો જોઇએ. સાચી વીદ્યાને ઉ-તેજન મળવું જોઇએ. સાચા વીદ્વાન, પરોપકારશીલ અને ન્યુન પરીગ્રહી બ્રાહ્મણોનું સન્માન જાતિ બ્રાહ્મણોને આપી સમાજને અંધારામાં ન લઇ જવો જોઇએ.

# —: પિતૃયજ્ઞ :—

૧. પીતૃયજ્ઞ શ્રાદ્ધ અથવા તર્પણ કહે છે. જે કર્મથી સત્યનું ગ્રહણ કરી શકાય. તેને શ્રદ્ધા કહે છે. અને શ્રદ્ધાથી જે સેવા કરવામાં આવે છે તેને શ્રાદ્ધ કહે છે. જે કર્મથી માતા પીતાદી જીવતા પીતરોને તૃપ્ત કરવામાં આવે તેને તર્પણ કહે છે.

૨. પીતૃ સેવામાં આ: પ્રમાણ છેઃ—

ओं मुर्ज्यं वहन्तिर मृतं घृतंपयः
कीलालं परिस्रुतम् स्वधास्थ तर्पयत
मे पितृन ! यजुर्वेद. अ. २. मं ३४.

અર્થઃ—હે ઇશ્વર પરમાત્મંન· (मुर्ज्यम्) બળ પરાક્રમ (थहन्नि) દેવોવાળા (अमृतम) ઉત્તમ રસવાળું (घृत) ઘી (पयः) દુધ (कीलालं) પકવાન (परिस्रुम) પાકાં ફળ (मे) મારા (पितृन) માતા પીતાને (रहधास्थ) પ્રાપ્ત કરાવીને (तर्पय) તૃપ્ત કરતા રહો જેથી તેઓ સદા પ્રસન્ન થઇને મને સત્યોપદેશ સંભળાવતા રહે.

૩. સુચનાઃ-તર્પણ અથવા શ્રાદ્ધ જીવતાજ માતા પીતાનું હોઇ શકે છે, મરેલાનું નહી. કારણ કે રૂબરૂ મળ્યા સીવાય ઉપર કહ્યા પ્રમાણે સેવા અશક્ય છે મેળાપ જીવતાનોજ થઇ શકે છે. મરેલાનો

તેથી અહીં પીતૃ શબ્દથી જીવતા માતા પીતાઓનુંજ શ્રદ્ધા કરવામાં આવ્યું છે. અસ્તુ.

ओऽम, शांति, शांति, शांतिः

# સદ્‌ગૃહસ્થોને વિનંતિ.

પ્રભુએ આપણને આ મનુષ્ય દેહ આપેલો છે તે પરોપકારને માટેજ આપેલો છે, સ્વાર્થ માટે જરાએ નહિ. માટે સમાજના દેશની, ઇશ્વરની, માબાપની, વડીલની જેટલી સેવા થાય તેટલી કરવી જોઇએ. સમાજની સેવાને અર્થે અમે આ કામ ઉપાડયું છે તો એમાં પ્રભુ સાથ જરૂર આપશે એવી અમને આશા છે અમે એટલુંજ માગીએ છીએ કે આપણો સમાજ ક્યારે ઉંડા અંધારામાંથી બહાર આવી પુરો પ્રકાશિત બને! કુધારા બીજનું વાવેતર ખેદાન મેદાન કરી ફરીથી સુધારાના બીજનું વાવેતર કરો! આત્મોન્નતિ રૂપ દિપકની જ્યોત ફરીથી પ્રજ્વલિત બને! અને સંસાર વહેવારના કાર્યમાં યશસ્વિ નીવડી સુખી થાય! જેવી રીતે અમે આ ટ્રેક્ટ શ્રાદ્ધને માટે બહાર પાડી અમે અમારાથી બનતી સેવા ઉઠાવી છે, તેજ મુજબ અમે નવરાત્ર, ગૌરીવ્રત, બ્રાહ્મણધર્મ, મુર્તિમાન દેવતા વગેરે બાબત ઉપર મહાન પુરૂષો ના પુસ્તકોની મદદ લઇ ટ્રેટકો બહાર પાડયા કરીશું. તો આપ આપનાથી બનતી મદદ મોકલવા ચુકશો નહિ. પ્રભુ તેનો બદલો તમને બેવડો આપશે.

અસ્તુ.

'પારેખ' અને 'ચાંપાનેરી'

તા○ ક○—"જે વસ્તુ વગર મહેનતે સહજ મળે છે તેની કાંઈ પણ કિંમત નથી." એમ સમજી આ મફત પુસ્તક કચરામાં ફેંકી દેતા નહિ; પરંતુ પોપલીલા સામેનું આ અમુલ્ય હથીઆર ...સાચવજો.